શ્રીગણેશાય નમઃ

# સોલંકીનો ગરબો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ
રીચીરોડ-અમદાવાદ.

આવૃત્તિ [illegible]માં — પ્રત ૪૦૦૦

સને ૧૯૨૮ — સંવત ૧૯૮૪

કીંમત રૂ. ૦-૨-૦.

શ્રીગણેશાય નમઃ

# સોલંકીનો ગરબો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ

રીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી — સને ૧૯૨૮

પ્રત ૪૦૦૦ — સંવત ૧૯૮૪

મુદ્રકઃ પુરૂષોતમદાસ [illegible]

ઉત્કૃષ્ટ મુદ્રણાલય રીચીરોડ—અમદાવાદ

કિંમત રૂ. ૦-૧-૦

ત્રણસો અડસઠ પાનાનું દળદાર પુસ્તક

# જાદુ કળાસંગ્રહ

( સચિત્ર )

આ ચમત્કારી પુસ્તકમાં મંત્ર સાધવાની રીત, વનસ્પતી સાધન, આત્મરક્ષા, વીંછી, આદાશીશી, તાવ, નજર, પીશાચ, યક્ષણી, ડાકીણી, શાકીણી, ભુતાદીક કાઢવાના, મુઠ વાળવાનો મંત્ર, સાપનું ઝેર ઉતારવાનો મંત્ર, વશીકરણ મંત્ર વીધી, નવદેવતા, વીર, આગીઓ, વૈતાળ, છાયા પુરૂષ યક્ષણી ક્ષેત્રપાળ, અન્નપુર્ણા દેવી, કર્ણ પીશાચીની, કંગાળ ભૈરવ, અઘોર મંત્ર, પરવશ કરવા, વનસ્પતી, વશીકરણ વિદ્યા, વીર સાધવાનો મંત્ર, વીગેરે સંખ્યાબંધ મંત્રો સમાવેલા છે. તેમજ પાંજરામાં પક્ષીઓ દેખાડવાં, ટોપીમાં ફુલ ઉગાડવાં; વીગેરે ઘણી જાતના જાદુના ખેલો ઉપરાંત, શીવલીંગ પુજવાના લાભ. જમીનમાં દટેલું ધન જોવા તથા પાણી જોવાની રીત, મુઠીમાંની વસ્તુ કહેવાની રીત. સાપનો મોહરો બનાવવાની રીત, વીંછી ઉતારનાર જાદુઈ જડીબુટ્ટી બનાવવાની રીત વગેરે ઘણી બાબતો આપવામાં આવી છે. કીં. રૂ. ૧–૮–૮

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

રીચીરોડ—અમદાવાદ.

શ્રી ગણેશાય નમઃ

# સોલંકીનો ગરબો

સમે સંભુજીના સુતને આરાધુ, ગ્રન્થે જ્ઞાન બુધ્ધિવડે સાધુ ; મારી બહુચરાજી માત. ટેક. સરસ્વતી હાથ ઝાલોને મારો, કરૂં વર્ણન શ્રીબહુચરાજી તમારૂંરે મારી૦ ૨ બ્રાહ્મણ ભાવે ભાત ખાત બોલે, ના આવે નથ શંખલપુર તોલેરે. મારી૦ ૩ કોમળ કડલામાં કાંબીઉં બીરાજે, પગ પડછંદ ગગન ચોદ ગાજેરે. મારી૦ ૪ દસ આંગળીએ વીંટીયુંના વાળા, નખ વીસ ચળકે નવ લક્ષ તારારે. મારી૦ ૫ પહેર્યો વેઢલોને ગુજરી હુડી. બાંહે બાજુબંધ કનક મધે ચુડીરે મારી૦ ૬ ભ્રમર ભ્રકુટિમાં રવી તારા ચમકે છુટે અંબોડે શિરોમણી નાગ લળકેરે. મારી૦ ૭ લાયક વાળી વાળીના રંગ જુવા, ગોળ ઘુઘરા વાગે ઘીંઘુવારે મારી૦ ૮ શંખલપુર સર્વે વૈકુંઠમણી છે, તેને માથે માત બહુચરા ધણી છેરે, મારી૦ ૯ મેરૂ મૂકી ચાપાગઢ આવ્યાં, રાજ શંખલપુર સોહાવ્યાંરે. મારી૦ ૧૦ છળવા શોણીત સુરનો ભુપ, વિશ્વનાથે ધર્યું વામન સ્વરૂપરે મારી. ૧૧ વામન સ્વરૂપે બળીનું રાજ લીધું, કદમ ત્રણ વચ્ચે માપ એ કીધુંરે, મારી૦ ૧૨ ત્રીજું કદમ પાતાળ વચ્ચે

આપ્યું, માન સરોવર માજીને કાજ સ્થાપ્યુંરે. મારી૦ ૧૩ ફુટયુ પાતાળ પગનું જોર જાણી, તેમાં પ્રગટયું સજીવન પાણીરે, મારી૦ ૧૪ જળ પ્રગટયું જોઇ પ્રસન્ન થયું વન, તેમાં આપ માજી પુરૂષાતનરે. મારી૦૧૫ ઘોળાગઢનુ તે રાજ મૂકી દીધું, આસને આવીને તે ઠામ કીધુંરે. મારી૦૧૬ સુખ પામ્યાં આસન કરી સ્થીર. સરોવરનાં પુનમ શરીરરે. મારી૦ ૧૭ રોમ ખીલ્યાં ભરાઇ રસથુલે, આસન વાળી બેઠાં વરખડીને મૂળેરે. મારી૦૧૮ અભે આસન કરી માતા રહ્યાં. પરછો આપીને માતા ત્યાં થયાંરે. મારી૦ ૧૯ આપો મતિ માને શીશ નામું. કરી કરૂણા જોયું કાવરી સામુંરે. મારી૦ ૨૦ વજો સોલંકી તે રાંજમણી છે, ચબકે ચારસેં ચુંવાળનો ધણી છેરે. મારી૦ ૨૧ વજો સોલંકી પવિત્ર જેનું નામ ઘેર એકસોને આઠ હુજે ગામરે. મારી૦ ૨૨ વજો સોલંકી વૃદ્ધ થયા રાય, પેટ પુત્ર નથી એ મોટો અન્યાયરે. મારી૦ ૨૩ વજો સોલંકીની રાણીઓ સોહાવે, તેનુ પિયર વસઇ મધ્યે કહાવેરે. મારી૦ ૨૪ રૂપ રંગને પ્રેમરસ ખીલી, કૂળ ઉંચું ને જાત વાઘેલીરે મારી. ૨૫ તેને ગર્ભ રહ્યો નાભીને પ્રકાશ. તેની પ્રજાને પુત્રની થઇ આશારે, મારી૦ ૨૬ નવ માસ થયા ગર્ભવસ માંહી, પુત્રી જન્મીને નીશા ગઇ ત્યાંહીરે મારી૦ ૨૭ આશા પુત્રની હતી તે ઉડી ગઇ, મધ્યરાત્રે એક દીકરી થઇરે. મારી૦ ૨૮ જન્મ થયો મધ્યરાત્રીને ટાણે, વાત

રાણીને વડારણુ જાણેરે. મારી૦ ૨૯ રાજા વૃદ્ધને રાણીની જુવાની, વાત રાખો નગરમાં છાનીરે. મારી૦ ૩૦ વાત હોક બહાર ફડફડશે, રાજ ફટાઇઆને ઘેર જશેરે. મારી૦ ૩૧ વેણુ પ્રભાતે વડારણે કહ્યો, વેંચો સાકર રાયને કુંવર થયોરે; મારી૦ ૩૨ વાત વડારણુની નગરમાં જાણી, શુભ દેશમાં તે સાકરો વહેંચાણીરે. મારી૦ ૩૩ વાત લોક કરે છે રાજાનું રહ્યું પણ, કર્યું સગપણ જઈ પાટણરે મારી૦ ૩૪ વેવાઇ-શાળમાં વાધ્યા છે રંગલેર, કન્યા સત્તર કુંવર વરસ તેરરે. મારી૦ ૩૫ કોમળ લહેર પાટ અંગમાં સોહાવે તેને, મર-હંગી તે વસ્ત્ર પહેરાવેરે, મારી૦ ૩૬ છે કન્યાને કુંવર રહ્યો છે, ઉર ઉપર તો અંબુજ રહ્યો છેરે. મારી૦૩૭ કન્યા તેડી પાટણ થકી ઘેર, રાત અડધીએ તે ઉપની શી પેરરે. મારી૦ ૩૮ જમસ્તાહીલ સ્થીર સંજોગ, માગ્યો ભામનીએ ભરથાર સાથે ભોગરે.. મારી૦ ૩૯ થાળભરી કન્યા તતબર થયાં, મહીપતીની મેડી ઉપર ગયાંરે. મારી૦ ૪૦ આનાકાની થઈ ભ્રાંત પડી ભારી, વાત ચાત્રડીએ લીધી વીચારીરે. મારી૦ ૪૧ જાણ્યું બીરાજ્યો છે ભલો ભુપાળ, વાંક કોનો કાઢુ કુ-ટયું આ કપાળરે. મારી૦ ૪૨ અણુવર હતા સોલંકી જેવા ભુપ, જ્યારે જેયું ત્યારે નારી જેવું રૂપરે. મારી૦ ૪૩ મહા દુઃખથી ચીંતાતુર થઇ, આણુ આવ્યુંને પીયર પાછી ગઈરે. મારી૦ ૪૪ માએ માનુનીનું મુખ જેયું ન્યાળી, સારા ભવ

વચ્ચે દેહ જાણે ખારીરે. મારી૦ ૪૫ માતા જુવેછે માનુની કેરૂ મુખ, સામા સાસરામાં કોનું છે દુખરે. મારી૦ ૪૬ દુખ નથી સુખ મરજો માને બાપ, જન્મ થતાં શે કરડયો ન સાપરે. મારી૦ ૪૭ ઘણુા સુખમાં લખાવ્યું બધુ દુખ ગળથુથીમાં શે ન પાયું વિખરે. મારી૦ ૪૮ વાત કહાડી પરણ્યાની રીત ભારી, નરજોયા વિના પરણાવી નારીરે મારી૦ ૪૯ વળી પાટણુમાં વાત બધે થાય કર્યો મહિપતિએ મોટો અન્યાયરે. મારી૦ ૫૦ એવી અધર્મ વાત મચાવી, એણે પુત્રી સાથે પુત્રી પરણાવીરે, મારી૦ ૫૧ વેણુ પુત્રીનાં કઠણુ ઘણાં લાગે, તેહ જમાઇ તો ભ્રાંત મારી ભાગેરે- મારી૦ ૫૧ વેણુ પ્રજાનાં પોતે રહ્યો સાહી, તેડું સાસરે રમવા જમાઈરે. મારી૦ ૫૩ વાત મહીપતીએ કરી ભારી, લખ્યો કાગળ સાંઢ હલકારીરે. મારી૦ ૫૪ ભાતભાતના ભલા સર્વ સોહાવો, સોલંકી સાથે સહુ રમવાને આવોરે. મારી૦ ૫૫ સુણી વાત સૌ હરખે ભરાયા, ચઢી સોલંકી તે ચારસેં ગયારે. મારી૦ ૫૬ બન્યા ઘરેણાં પહેરીને નરેશ, કોઇને વરસ થયાં સોળ ને વીસરે. મારી૦ ૫૭ પેરી બખતર પાખર ભૂમિ ખેલ્યા, સજ્યાં આભુષણુ બન્યા ગોરખ ચેલારે મારી૦ ૫૮ હૈયે હરખ તે ઘણો ભરાયે, પછી ભોજનની વેળા થાયરે. મારી૦૫૯ બોલ્યા સોલંકી સાથ સાસરો વાણી, લાઓ તતખર ગંગાજળ પાણીરે. મારી૦ ૬૦ સાથે સર્વેને જમવાનું મન થાય,

તેજપાલ મનમાં ઘણું પસ્તાયોરે, મારી૦ ૬૧ મૂકાવ્યું પાણી કર્યો ન વસવાનો વિચાર, પાસે ચાવડા ઉભા રહ્યા દશખા- રરે. મારી૦ ૬૨ સાસરો બોલ્યો વચન ગર્વ ભરાયો, જમાઈ થાક્યા હશે ચોળીને નવરાવોરે મારી૦ ૬૩ ઉર ઉપન્યો અં- બુજ પુર લાજે વસ્ત્ર ઉતારૂ તો સભામાં ભરમ ભાગેરે. મારી૦ ૬૪ પુંચો વડસાસરાએ હાથ સાહ્યો, મરણ ભલું મનખો જાશે બધોરે મારી૦ ૬૫ અને નાઠાનો જડે નહિ ઠામ, બા- ઇએ ઘાલી નાસવા તણી હામરે. મારી૦ ૬૬ નાખ્યો હાથને કટારી આવી ઝુમ, તે સામે પડી પાટણ વચ્ચે બુમરે મારી૦ ૬૭ ઢીલ ધરતા તે વાત હવે ફાવી, લાલ અકર પાસે મં- ગાવીરે. મારી૦ ૬૮ હુચામચ લોક મધે મચાવી, મુગલ મ- ળ્યા વીસ બાવીસરે. મારી૦ ૬૯ ક્ષત્રી બુમ સુણી સુર ઉપન્યું ઓપ, કોટી ગૌહત્યાનું બેસે શીર પાપરે. મારી૦ ૭૦ પોંચ્યા પેંગડામાં પગનું જોર જાણી, માર્યો આંચકો મુગલ નાખ્યા તાણીરે. મારી૦ ૭૧ કરમહીએ કર્યો ત્યાં તે મોટો ફંદ, કર્યા બાર દરવાજા બંધરે. મારી૦ ૭૨ સેન ચાવડો લઈ ચાલ્યો ઘણું જોર, આગળ જાય સોલંકી તારો ચોરરે મારી૦ ૭૩ ઘોડા જોર કરી ચાવડે હલકાર્યા, ચોર ચારસેં સોલંકી ત્યાં માર્યારે. મારી૦ ૭૪ તેજપાલને લીધો ત્યાં ઘેરી, થયો હો- કારોને ઘોડી પાછી ફેરીરે મારી૦ ૭૫ ચડયું તેજપાલને ઘણું શુર, સુરા સાતસેં કર્યા ચકચુરરે. મારી૦ ૭૬ રોશમાં ખાલી આંખે આવ્યાં જળ, 'શુરા સાતસેં માર્યા બરછીને

ફુળરે મારી૦ ૭૭ કર્યો હેરાન રોશ થઇ શુદ્ધિ, મારી એડી દરવાજો લાલ કુદીરે. મારી૦ ૭૮ વીકટ સમો થયો ત્યાં ઘણું વિલાસે, ચાલી કુતરી ઘોડીની વાંસેરે. મારી૦ ૭૯ ચાલી ઘોડી દક્ષિણ ખુણ ન્યાળી, લાલ રહેતી નથી હાથમાં ઝાલીરે. મારી૦ ૮૦ ચૈત્ર માસનો તડકો તે ઝાઝો, મધ્ય ઝાડી વચ્ચે કાલરી નાઠોરે. મારી૦ ૮૧ કર્યો પશ્ચિમ ઉપર પ્રવેશ, છુટો અંબાડો ભૂમી ભરાય કેશરે. મારી૦ ૮૨ જીવ સ્થીર નથી શોરશો મચાવે, પરિશ્રમ પછી શાંતિ પમાવેરે મારી૦ ૮૩ આવ્યો ઓર દહી બોરૂ વન પાસે, સમીસાંજ થઈ ત્યાં નીવાસરે, મારી૦ ૮૪ ચૈત્ર માસનો જબરો છે દન. લાગ્યો તાપને અકળાયું તનરે. મારી૦ ૮૫ કર્યું આસન આવી ત્યાં સોમખડી, શ્વાન કુતરી જઇ ખાબડામાં પડીરે. મારી૦ ૮૬ પડી વાર જઈ જળ પીવા લાગી, કીધો કુતરોને ભ્રાંત સો ભાંગીરે. મારી૦ ૮૭ ચડી વરખડે દીઠું નહિ કોઈ જાત, ત્યારે ઉતાર્યું જઇ લાલ કેરૂં સાજરે. મારી૦ ૮૮ અઘોર વનમાં લોકની ઘણી ચોરી લાલ ખાબડા ઉપર બાઈએ દોરીરે મારી૦ ૮૯ લાલ નવરાવીને છોડયો અજોડો. મટી ઘોડી ને નીપજયો ઘોડોરે. મારી૦ ૯૦ વિશ્વાસ આવ્યો ઘણો બાઇને મન, જળ વચ્ચે ઝંપલાવું મારૂં તનરે. મારી૦ ૯૧ ચડી વરખડીએ શોક સમાવા; કોઈ દીઠું નહિ પછી ગયાં ન્હાવારે મારી૦ ૯૨ આભરણ ઉતાર્યાં કોઈ ન દેખે જન, ઉતાર્યાં જળમાંને પ્રસવ્યું તનરે મારી૦ ૯૩ ઉર નુરનાં ગયાં છે સ-

માઇ, મટી નારીને મુખે મુછ આવીરે. મારી૦ ૯૪ રેણી મટી ગઇ ઉગ્યો શરદ, મટી મેરીને માજીએ કીધો મરદરે-મારી૦૯૫ કર્યું ત્રિશુળ તે વરખડીના મુળે, આ એંધાણીએ ભોમ મને જડે મારી૦ ૯૬ માજી મળ્યાં રૂપ મેરીનું સમાવ્યું, સજ્યું શહેર કાલરી ગામ આવ્યુંરે.. મારી૦ ૯૭ આવી સેવકને લીધા કર સાહી, વજા સોલંકીને ઘેર વધાઈરે. મારી૦ ૯૮ વાગ્યું વેર આવ્યું ચારશેનું ટાણું; પહેલા પાટણમાં મોકલાવ્યું આણુંરે. મારી૦ ૯૯ આવ્યું ભુખને એને પડયું ચેન, એવે આવ્યું ભોડી મુગલ કેરૂં સેનરે. મારી૦ ૧૦૦ ચડી કાઈ અશુર આવ્યો જાગી, મતીહીણે દેવમુર્તિ ભાગીરે. મારી.૦ ૧૦૧ ત્રણુ લોકમાં પડાવે છે ત્રાસ. ધર્મ હિંદને। કરાવે છે નાશરે. મારી૦ ૧૦૨ માથે મરણુ મળે નહિ કોય, શાંગ આવ્યા શહેર સિદ્ધપુર માંહેરે. મારી૦૧૦૩ રોકયા બ્રાહ્મણને દેવ કોઇ બતાવો નીકર ધર્મ હમારામાં આવોરે. મારી. ૧૦૪ હિન્દુ મટીને મુસલમાન થાઓ, પડો કલમોને મુખે મુલાં ગાઓરે- મારી. ૧૦૫ ભુપે બ્રાહ્મણુ સર્વેને સંતાપ્યા, લાજ જતાં નીલકંઠ બતાવ્યારે મારી, ૧૦૬ અજા ત્રણુ મારી મુકીને જાય, સાચ વિના સજીવન કયાંથી થાયરે. મારી.૧૦૭ મુવાં મડદાં નથી જીવ્યાં કાંએ, ઘેરોઘાલ્યો સિદ્ધપુર માંહેરે. મારી. ૧૦૮ દેવ બ્રાહ્મણુનાં તન અકળાવ્યાં પહેલે પોકારે બહુચર માતા આવ્યાંરે મારી. ૧૦૯ તમે કુળવંતા ભ્રષ્ટ કેમ થાઓ, વગુ પશ્ચીમમ્ન મુજને બતાવોરે

મારી. ૧૧૦ ત્યારે બ્રાહ્મણને સાચ ઘણું આવ્યું. સ્વપ્નું આવ્યું તેથી બોલતાં ફાવ્યું રે. મારી. ૧૧૧ મુસલમાનને બ્રાહ્મણ કહે છે, ચાલો પશ્ચીમમાં બહુચરી વસે છેરે. મારી. ૧૧૨ બસેંબોતેર બ્રાહ્મણ ત્યાં ચાલ્યા, અસુર આથમણા લઇ ચાલ્યારે. મારી. ૧૧૩ વીકટ ઝાડીને દેવ સૌ જુવે, આવી આસન કીધું વરખડી મુળેરે. મારી. ૧૧૪. માના તેજમાં નથી કાંઇ મણા, આપને પારે આવે તે લોક ઘણારે. મારી. ૧૧૫ માને પારે મરઘા ઘણા રમે છે, જોઇ મુગલનો જીવ ભમે છેરે મારી. ૧૧૬ ઝાલ્યાં નર ને કાંઈ મારૂાં, મારી અસુરે ત્યાં ભક્ષ કરી ખાધારે. મારી. ૧૧૭ પહોર રાતરે મુવા મરગ બોલ્યા, ત્યારે મુગલ ઘણા અકળાયારે મારી૦ ૧૧૮ માએ અસુર ઘણા અકળાવી, ફાડી પેટ મરઘા નીકળ્યા વહીરે. મારી. ૧૧૯ માના મરઘા નીકળ્યા છે સર્વ ત્યારે ઉતર્યો અસુરનો ગર્વરે. મારી. ૧૨૦ બોડી મુગલને સાચ ઘણું આવ્યું, માને ચરણે જઇ શીશ નમાર્યુંરે મારી. ૧૨૧ ઘણા જોયા મેં દેવ બધા ન્યાળી, નવખંડમાં તું બહુચરાબાળીરે મારી. ૧૨૨ માને પારે આવ્યો પાછો નહિ જાઉ, મુસલમાન મટી હિંદુ થાઉંરે મારી. ૧૨૩ ત્યારે માજીએ કોપ કીધો તારા લશ્કરમાં મરણ ભય પેઠોરે. મારી. ૧૨૪ માજી માફ કરો જાવ મારૂં નામ તારા સોલંકીનો હું છું ગુલામરે. મારી. ૧૨૫ ત્યારે કરૂણા કરી માજીએ જોયું ન્યાળી, મારા સોલંકીને જળ કાલરીરે. મારી. ૧૨૬ વંશ રાખવાને કાલરી

અયો છે, તે દેશી મુસલમાન થયો છે રે. મારી. ૧૨૭ યાદ રહ્યું છે બહુચરાએ કામ. ત્યારથી ધર્યું ખંભાનીઓ નામરે. મારી. ૧૨૮ તેતો બોલે ને બોલે બંધાણો, અંતે ચાકર એ સોલંકી તણોરે. મારી. ૧૨૯ પુરૂષ કર્યો નારીને પસાર, સૈકા સતાશીયાને વીસ્તારરે. મારી. ૧૩૦ પહેલે લખ્યું સર્વ પરણામ, ગઈ વધાઈ પાટણ થયું જાણુરે. મારી. ૧૩૧ ચિત્ત ચાવડાને ખચીત ન આવે, પુરૂષ નારનો કોણ નીપજાવેરે. મારી. ૧૩૨ બોલે વાણી મધુરી રસ મીઠી, લેઈ ત્રીશુળ માજી હૈયે બેઠીરે. મારી. ૧૩૩ શુભ સુખ થયું માએ દુઃખ સમાવ્યાં, ચડી ચાવડાજી તેડવા આવ્યારે. મારી. ૧૩૪ સોલંકીને લઈ પાટણ ગયા, સાથે સસરો જમાઈ એકઠા થયા છેરે. મારી. ૧૩૫ બાંધી હાથને સસરો લાગ્યા પાય, માફ કરો માજી થયો મહા અન્યાયરે. મારી. ૧૩૬ કહ્યું વેણ માએ કીરપા કરી એવું, સુખે ગમે તે વરદાન દેવુંરે. મારી. ૧૩૭ લઈ કન્યા સોલંકી ઘેર જાય, મહા વનમાં માજીનું દેહેરૂં થાયરે મારી. ૧૩૮ ચિત્ત ચાવડે ખચીત મન જાણ્યું, વળી માંડયું સાતસેંનું ટાણુંરે. મારી. ૧૩૯ આપી વિદાય ને લાગી પાય; કન્યા તેડી સોલંકીને ઘેર જાયરે. મારી. ૧૪૦ તેજપાળ કહે મન માન્યું મારૂ, માના હુકમે કરાવ્યું દેહેરૂંરે. મારી ૧૪૧ એ એંધાણી વરખડી બતાવી; આવન કરવાને ભૂમિ ખોદાવીરે. મારી. ૧૪૨ મનમાં હરખ તેજપાળને ન માય, મહા વનમાં માજીનું દેહેરૂં થાયરે. મારી. ૧૪૩ કામ પૂરૂં કરો

ના રહે અધુરૂં; તેજપાળ કહે આ ખાભડું પૂરોરે, મારી. ૧૪૪ કર્યું દેહેરૂં તે વરખડી માંય, ત્યાંતો સતી બહુચરા પુજાયરે. મારી. ૧૪૫ કર્યું દેહેરૂં ને વરખડી છે માંહી, મોટા વર્ણનમાં તો બહુચરા બાઇરે. મારી. ૧૪૬ ભોળો જાણી માએ કરાર જાણી, ગોખ કર્યો છે ઉત્તર ભણીરે. મારી. ૧૪૭ કરી ગોખ જોય ગુણવંત જોઈ, માએ એવું કર્યું નહિ કોઇરે. મારી. ૧૪૮ રચી પૃથ્વી કરી જુગ ચાર, તેમાં હાથ ચારે ધર્યો અવતારરે. મારી. ૧૪૯ કાશી, બદરી ને કેદાર, સૌ દર્શન કરે માને દ્વારરે. મારી. ૧૫૦ માયા માજીની ચૌદ બ્રહ્માંડરે, આવ્યો સત્ય જોવા ગુજરાત ખંડરે. મારી. ૧૫૧ કર્યો પ્રત્યક્ષ વૈકુંઠ જેવો પારો, ગુર્જરખંડમાં પાટણુત્રીશોરે. મારી. ૧૫૨ રામ નામનો વધારો ઘણો થાય, પારે આવે તેનાં પાપ નાશ થાયરે. મારી. ૧૫૩ કાશી, બદ્રી ને કેદાર હશે કાંઈ, સર્વ તીરથ શંખલપુર માંહીરે. મારી. ૧૫૪ માના પ્રેમની કળા કહું છું, ધરૂં ધ્યાન આશ્રમમાં રહું છું મારી. ૧૫૫ આદે અનાદે રહીશું તારી પાસે ગામ ગામડામાં માતાનો વાસરે. મારી. ૧૫૬ આદે અનીદેવ તમો છો પ્રસન્ન, ઘણું કહીએ શું કહેવાતું નથી મનરે. મારી. ૧૫૭ વારે વારે કરૂ માનુ વખાણુ, નથી થતું તૃપ્ત મારૂ મનરે મારી, ૧૫૮ દીન જાણી દયાળી હાથ ઝાલ, સેન સોલંકીનું કીધું ન્યાલરે, મારી. ૧૫૯ અઢી હાથ વીરનું થાર હશે, આગળ ઘણું અણુઘટતું થશેરે, મારી, ૧૬૦ સુ-

ગલોનાં શીશ માંહી રડવડશે. આગળ ઘણું અણુઘટતું થશે મારી. ૧૬૧ તેજમલ છે માઝીનો તન, અખંડ કીધો સોલંકીનો વંશરે મારી. ૧૬૨ ચિત્ત ચાહીને ચરણ સામા થશે નિશ્ચે તેજમલને પુત્ર થશેરે, મારી. ૧૬૩ મોઢ બ્રાહ્મણ અનુભવી લીધો, માના મુખમાં વાસ આવી કીધોરે. મારી. ૧૬૪ માને પાયે મેં પ્રેમરસ પીધો ગરબો બાણુંની સાલમાં કીધોરે. મારી. ૧૬૫ પ્રેમે માનો ગરબો ગાજ્યો સો, ગરબો જોડયો મેં ભુંગળ માંહીરે. મારી. ૧૬૬ આઠ હજાર ને સાતસેં વરસ, તે દીને આપ્યું માએ પુરૂષાતનરે. મારી. ૧૬૭ દયારામ માજીના ગુણ ગાય, તારા હાથની હમેશ શીર છાયરે મારી. ૧૬૮ માતા બહુચરા ભવાની તું માય. હુંકો એઠસો ને સુયાસી પૂરી થાયરે, મારી. ૧૬૯ માજી પુરૂષ પિયરનું કહાવે મહા દુઃખીઆનાં દુઃખ તું સમાવે. મારી. ૧૭૦ તોએ તારૂં વર્ણન પૂરૂં ન થાએ, કરજો કરૂણા સર્વ પુર માંહેરે મારી. ૧૭૧ તને સો કર જોડીને બાળ, તેં તો કર્યાં સર્વને ન્હાલરે. મારી. ૧૭૨ શુકલપક્ષ અને માસ અષાડે, જન્મ થયો માજી પ્રગટયાં ત્યારેરે. મારી. ૧૭૩ જેણે દર્શન કર્યાં આવી ત્યાંય, તેનાં સંકટ હર્યાં છે માયરે. મારી. ૧૭૪ ગામ ભુમેલનો વિપ્ર હતો સ્હાય, હતો વૃદ્ધએ મોટો અન્યાયરે. મારી. ૧૭૫ વંશ રાખવાને નહોતું કોઇ, ઘણા દુઃખે કર્યો મન વિચામરે મારી. ૧૭૬ બાઈ બહુચરાને જઇ ન્યાણી, માને પાળે જઇ દેર મારી ?ાણુંરે મારી ૧૭૭

બેઠા લાંઘણ કરવાને સાર, એને લાંઘણ થઈ ઘણા ભારરે, મારી. ૧૭૮ માએ સ્વપ્નું આપ્યું એને ભારી, ઘેર જાને રહેશે ગર્ભવાસ નારીરે. મારી. ૧૭૯ પુત્ર થયો એને માજીને સહાય, આ દેશમાં માજીનું નામ થાયરે, મારી. ૧૮૦ આવ્યો આંધળો માજીને દરબાર, ઘણી લાંઘણ થઇ છે ઠારરે મારી. ૧૮૧ ઉઘડી પડળ આંખ્યો સારી થઇ, ઉઠી માને ચરણે લાગ્યો જઈરે મારી. ૧૮૨ અખંડ રાજ રહેજો ગાયકવાડ તણું. કરી પ્રણામ ઉલ્લાસ મન આણીરે, મારી. ૧૮૩ કડી પાટણનું કરે રાજ ત્યાંય, એમને દરદ થયું તે ન રૂઝાયરે. મારી. ૧૮૪ દીધું લોકોએ આવી એમને ત્યાંય, રાખો બહુ-ચરા તણી ઉપમાયરે મારી. ૧૮૫ રાખી બાધા દીવસ આઠ કેરી માએ સારૂં કર્યું ત્યાં નજર ફેરીરે. મારી. ૧૮૬ કરી હુશીયાર દુઃખ ગયું જ્યારે. માનું દેહેરૂં કરાવવા માંડ્યું ત્યારેરે. મારી. ૧૮૭ તળાવ ખોદાવા માંડ્યું ચો.ફેરે, માજી પ્રસન્ન થયાં લાવી મહેરરે મારી. ૧૮૮ ચોફેર ધર્મશાળા કરી ત્યાંય, વાગે ચોઘડીયાં દેવળ માંયરે મારી- ૧૮૯ ખરચ્યા રૂપીઆ લાખ બે ચાર, પાછળ ખોદ્યું માનસરોવર સારરે. મારી. ૧૯૦ ઘણું રહેજો રાજ ગાયકવાડ કેરૂં, એવીરીતે પૂરૂં કર્યું દેહરૂંરે. મારી. ૧૯૧ બ્રાહ્મણ દયારામ વર્ણવી ગુણ ગાય, માતા બહુચરાનો સેવક કહેવાયરે મારી બહુચરાજી માત. ૧૯૨

સમાપ્ત

## સ્ત્રી પુરૂષોનો સાચો સલાહકાર

### યુવાન દંપતિઓને સંસાર લીલાનું રહસ્ય
### સમજાવનાર

# અસલી સચિત્ર કોકશાસ્ત્ર

અનેક સંસ્કૃત હિંદી, ઇંગ્રેજી. તેમજ જુદી જુદી ભાષાઓમાં લખાયેલા કોકશાસ્ત્ર સંબંધીના ગ્રંથો ઉપરથી તૈયાર કરેલું આ ગુજરાતી પુસ્તક અનુપમ અને અદ્વિતીય છે. સ્ત્રી પુરૂષના ભેદ, લગ્નની આવશ્યકતા બ્રહ્મચર્યનો મહિમા, વીર્યના અદ્ભુત ભેદ, સંયોગ વિધિ, ગર્ભાધાન વગેરે સાંસારિક વિષયોના માર્ગદર્શક વિવેચન ઉપરાંત સ્ત્રી પુરૂષને થતા અનેક રોગો, તેનાં લક્ષણ, ઘરગથ્થુ દેશી તથા વિલાયતી ઔષધોનું વર્ણન વગેરેથી આ પુસ્તક દરેક કુટુંબમાં રાખવા લાયક તૈયાર કરાવ્યું છે. સંસારમાં સ્વર્ગનું સુખ અનુભવવું હોય, દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરી નિરોગી જીવન ગુજારવું હોય. ચેપી અને હઠીલાં દર્દોના ભોગ થઇ પડી ડાક્ટરો અને હકીમોને સેંકડો રૂપિયા ખવડાવી નિરાશ થયા હોવ, તથા એવાં દર્દોથી સાજા થવા ઇચ્છતા હો તો આ ગ્રંથ જરૂર મંગાવો. ઉપયોગી વિષય જ્ઞાન સુચક સુંદર ચિત્રો એ આ પુસ્તકની ખાસ શોભા છે. મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦

**સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.**
બાલાહનુમાન પાસે રીચીરોડ—અમદાવાદ.